# દસરા વિગેરે તહેવારના દીવસે ધર્મને બહાને થતી પશુ હિંસા.

લેખક,

ડૉક્ટર હરીલાલ તુળશીદાસ-ભાવસાર.

સારંગપુર-ભજગોવીંદની પોળ, અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

દયાપ્રચારણી મહાસભા તરફથી,

ઝવેરી મોહોલાલભાઈ મગનભાઈ.

ઑનરરી સેક્રેટરી. ડોસીવાડાનીપોળ, અમદાવાદ.

આવૃત્તિ પહેલી.—પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

રીચીરોડના પુલ નીચે આવેલા શ્રીજૈન વિદ્યાવિજય

પ્રેસમાં શા. પોપટલાલ અમથાભાઈએ છાપ્યો.

અમદાવાદ. નં. ૧૧૬

મૂલ્ય અમૂલ્ય.

# દસરાપર થતી ધર્મને નામે પશુહિંસા.

દયા ધમ કો મૂલ હે, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ના છોડીએ, જબ લગ ઘટમેં પ્રાન.



સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

મૂલ્ય અમૂલ્ય.

# પ્રસ્તાવના.

---

અરે ! આર્ય બંધુઓ આ એક નાના લેખને પ્રસ્તાવનાની જરૂર હોયજ નહીં. છતાં જો આ વિષય તરફ લોકનું ધ્યાન ખેંચાય, લોકો તેની ઉપયોગીતા સમજે અને ધર્મને નામે બીચારાં ગરીબ પ્રાણીઓના વધ થતા અટકે અને પશુ હિંસા કરી પાપના ભાગીદારો થાય નહીં, ને ધર્મને નામે થતા પશુ વધની પ્રથા નાશ પામે તે સારૂ દરેક અગ્રેસર ધર્મધુરંધરો આવી ઘોર હત્યાની પ્રથા નષ્ટ કરવાની જગતમાં પ્રેરણાઓ કરે. અમદાવાદમાં (રાજનગરમાં) શ્રીભદ્રકાળી માતા આગળ આસો શુદી ૮ આઠમને દીવસે પરંપરાથી બકરાનો વધ યજ્ઞમાં થતો અને દેવીને ભોગ અપાતો પણ તેમના સુજ્ઞ પુજારીઓ શ્રીવીજલાલજી વીગેરેએ અમદાવાદની પ્રજાને ભારે ઉદારતા બતાવી અને પ્રજાની લાગણી જાણી અને પશુહિંસામય યજ્ઞ કરવાથી દેશનું કુટુંબનું પરિણામ સારૂં આવતું નથી એમ તેમને નિશ્ચય થવાથી સંવત ૧૯૭૬ ના આસો સુદી ૮ ના રોજ યજ્ઞમાં જે બકરાનો હોમ માહાકાળી ભદ્રકાળીને અપાતો હતો તે વંશ પરંપર હવે જાથુને માટે બંધ કર્યો ને દ્રવ્ય યજ્ઞ કરી માહાકાળી ભદ્રકાળીને સંતોષ્યાં છે, માટે શેહેરની પ્રજા તેમને ધન્યવાદ આપે છે, આવી રિતીનિતી અન્ય

જનોને થવાથી–ભુવા–ઝાંપડીઓ વાળાઓએ પણ તેમની દેવીઓને અપાતા ભોગો બંધ કર્યા છે ને મનાઇઓ કરી છે. આ મારા લઘુ લેખમાં જે જે શાસ્રોના આધારો બતાવ્યા છે તે જો વાંચેકવર્ગ બરોબર રીતે વાંચી તેનું શ્રવણ મનન અને નિદીધ્યાસન કરશે તો તેમનાં રોમાંચ પશુ હિંસા થવાથી ખડાં થયા શીવાય રહેશે નહી અને યજ્ઞમાં પશુ વધ કરનારા આપોઆપ બંધ પડી જશે અને બીજાઓને પણ હિંસા નહીં કરવા પોતાના અંત સુધી તત્પર રહેશે, આ લેખની ચોપડી જેના જેના હાહાથમાં આવે તેણે મારાપણાની મમતા રાખ્યા શીવાય પોતે તેનો અંતઃકરણપૂર્વક લાભ લો. બીજાના મોઢે જીજ્ઞાસુભાઈ બેનોને બુક વાંચવા સમજાણ આપવી.

પશુ પંખી અને મનુષ્ય એ સરવે પરમેશ્વરની પ્યારી પ્રજા છે; તો મનુષ્યને યોગ્ય ઇન્સાફ મળે પશુ પંખીને ન મળે એ ન્યાયની વાત ગણાય નહીં. પશુ પંખીઓ એ મનુષ્યોનાં આશ્રીત છે તો આશ્રીતોને વિશ્વાસ આપી તેમના જાન લેવા લેવરાવવા એ ભારેમાં ભારે ગુન્હો છે ને તે ગુન્હા માટે આ લેખમાં વર્ણવેલ છે તેથી માહીતી લેશો. પ્રાણી માત્ર કુદરતનો બગીચો છે, તે બગીચાને છેદન ભેદન કરીએ તો પરમ કૃપાળુ પરમાત્મા કોપાયમાન થાય અને શીક્ષા કરે એમાં નવાઈ નથી જો તમે પ્રાણીઓને પાળી પોસી તેની રક્ષા નિરંતર કરશો

તો તે જીવો આ જગતમાં મનુષ્ય માત્રને હદ વિનાનાં ઉપયોગી છે તે સૌ કોઈના જાણવામાં છે આપણને જેજે દુઃખો થાય છે તે પશુ પંખીઓને પણ થાય છે માટે "દયા ધરમકો મુળ હૈ, પાપમુળ અભીમાન, તુલશી દયા ન છોડીએ, જબ લગ ઘટમાં પ્રાણ." માટે દયા ધર્મ રાખી જયાં જ્યાં આવી ઘોર હુત્યાની પ્રથાઓ ચાલતી હોય ત્યાં ત્યાં ધર્મનાં વચનોનો વધારે બહોળો પ્રચાર કરવોજ જોઇએ અને દરેક ધર્મધુરંધરોએ બાળકોના અભ્યાસ ક્રમમાં આવા ઉપદેશો શીક્ષક વર્ગો કરે તેવી પ્રથાની શરૂઆત પણ કરશો કે જેથી કરી દયા ધર્મપર બાળકોની પણ પ્રિતી ઉત્પન્ન થશે અને આવી થતી ક્રુરતાઓ દૂર કરી શકશે. અરે આપણી લાગણીઓ છેક બુઠ્ઠી થઈ ગઈ છે, આપણી પુરાણીક કથાઓમાં પણ છે કે "ગરીબોનાં આંસુ રાજ્યાસનોને પણ ઉંધા વાળે છે" તે સાર પણ આ લઘુ લેખમાંથી જણાઈ આવશે. શુજ્ઞેષુ કિં—બહુના.

લી. સૌનો શુભેચ્છક

લેખક

**ડૉકટર હરીલાલ તુલશીદાસ ભાવસાર.**



# દસરાપર થતી ધર્મને નામે પશુ હિંસા.



ઉપરોક્ત તેહેવારોના દીવસોમાં આ આર્ય ભુમીપર તે નિમીતે યજ્ઞમાં થતી ઘોર હીંસાઓ (બકરાં, પાડા વિગેરેના દેવી દેવતાઓને અપાતા ભોગો) જેમ બને તેમ તન મન ધનથી અટકાવવા સારૂ હું આ આર્ય ભૂમિપરના તમામ હિન્દુ ભાઈઓને વારંવાર વીનવિ વીનવિને કહુંછું કે જાગૃત થાઓ! અને થતા ઘોર અત્યાચારો જડમાંથી નાશ થાય તેવા ચાંપતા ઉપાયો લેવા તત્પર થવુંજ જોઇએ છે; ખરેખર!! મને તેવા ઘોર અત્યાચારો જોતાં ભારે કમકમાટ ભરેલી દીલગીરી ઉત્પન્ન થવાથી આખી આલમને આ મારા અંતરના ઉદ્ગારો શાસ્ત્રોક્ત પ્રમાણુથી જણાવવા આ સ્થળે પ્રગટ કરૂં છું તે વાંચી વંચાવી અજાણ મનુષ્યોને પણ બોધ આપી જાગૃત કરવા તત્પર થશો એમ હું લેખક આશા રાખું છું.

કેળવણી અને સુધારા વધારાના આ જમાનામાં બ્રહ્મેઓએ અજ્ઞાનતા અને બીન કેળવણીના જંગલી જમાનાની માફક ધર્મને બ્હાને મુંગાં પ્રાણીઓનો વધ કરવાના

દહાડાઓ હવે વહી ગયા છે, કારણ કે કેળવાયેલી બુદ્ધિ, સાદી સમજ અને ધ્રુજારી છુટાવનારૂં અઘોર હીંસક કૃત્ય કરવાને આ જમાનો સાફે-સાફ-ના પાડે છે; આજનો જમાનો કેળવણી રૂપી સૂર્યના બળવડે અંધકારરૂપી અ-જ્ઞાનનો નાશ કરનારો છે, તેમ છતાં આજ સુધરેલા જ-માંનાને નહીં છાજતા બનાવો બને એ ખરેખર ખેદજનક એક વિચીત્ર બીના છે.

દેવ દેવીઓને સંતોષ પમાડવાના નિયમથી આ મુંગા જાનવરોના જાનની ખુવારી કરવામાં આવે છે, અને એમ માનવામાં આવે છે કેઃ—યજ્ઞમાં પશુ વધ કરી હોમવાથી મરકી, કોલેરા, શિતળા, અને દુકાળ વિગેરે ભયંકર આ-ફતોનો નાશ થશે; તથા રાજા પ્રજાનાં સંકટો પણ નાશ થશે, આવા બીન પાયાદાર જડ ઘાલી રહેલા વ્હેમી રી-વાજોથી અજ્ઞાન મનુષ્યો દેવ દેવીઓને સંતોષ પમાડવા તેહેવારોના દીવસે જે પશુવધ કરે છે; અને ગમે તેવા હઠીલી કાહાડવા યોગ્ય ઈલાજો હાથ ધરવામાં આવે છે, એજ હિન્દુઓમાં તેમજ બીજી કોમોમાં લાંબો વખત થયાં શાસ્ત્રોક્ત આધાર નહી હોવા છતાં વૈદીક ધર્મ શાસ્ત્રોને કલંક લગાડી ક્ષેપક રીતે જડ ઘાલી બેઠેલા સંસ્કારોને પુરવાર કરી આપવાને પુરતા છે.

આ સ્થળે જણાવવામાં આવ્યું કેઃ—દેવ દેવીઓને મુગાં પ્રાંણીઓનો ભોગ આપવાથી સંતોષ થાય છે તે

કથની તદ્દન ખોટી, બીન પાયાદાર છે, દશેરા તથા અ-ષ્ટમી અને બળેવ વિગેરેના દીવસે બકરાં–પાડા આદિ નિર્દોષ પ્રાણીઓનું બલિદાન આપવાનું ધોરણ ચાલવાનું કારણ માત્ર એમ સમજવામાં આવે છે કેઃ–" વામ માર્ગી-ઓ "નું જે વખતે પ્રબળ જોર હતું તે વખતે દાખલ થઈ ગયેલાનું જણાય છે, પણ જેમ જેમ વિદ્યાની વૃદ્ધિ થતી ગઈ તેમ તેમ કેટલાક વિચક્ષણ રાજ્ય કર્તાઓએ શા-સ્ત્રોક્ત તપાસ કર્યા કરાવ્યા અને તેઓને જણાયું કે એવાં બલિદાન આપવાથી દેવ દેવી રંજન થતાંજ નથી. પણ ઉલટાં કોપાયમાન થાય છે અને સદ્‌ગતી થવાના કાર્યોમાં તેમજ લોકીક કાર્યોમાં પણ અસંખ્ય વિઘ્નો આવી પડે છે; એવા ચોક્કસ નિર્ણય કરી પોતે ( રાજાઓએ ) તથા પોતાની પ્રજાએ પણ એવા ઘોર પશુવધ તહેવારોમાં અગર હુમ્મેશને માટે બંધ કર્યો છે, અને હજુ પણ જેમ જેમ સુધારો થતો જાય છે તેમ તેમ બંધ કરતા જાય છે.

" વેદ " જેવા પવિત્ર ધર્મ શાસ્ત્રમાં આવું ઘાતકી કાર્ય* કોઈ પણ સ્થળે ઉપદેસ્યુંજ નથી; માત્ર કેટલાક આપસ્વાર્થી દુષ્ટ મનુષ્યોનું પ્રાબલ્યપણું હોવાથી દેશી રાજ કર્ત્તાઓની અંધ શ્રદ્ધાનો લાભ લેઇ ઉદર પોષણની સ્વા-

---

* વેદના અર્થ કેટલાક બાળ જીવો વિપરીત કરી ભુલા પડ્યા છે.

થીંય ભાવનાએ આવું ઘોર અનિચ્છીત કાર્ય પ્રવેશાવી દીધું છે.

વળી દેવ દેવીઓતો–સાફ–સાફ ! કહે છે કેઃ–મારા માહાત્મનું એકવાર શ્રવણુ નીતિપૂર્વક કરવાથી એક વર્ષ સુધી પશુ બલિ પુજા કરી મારી પ્રિતી મેળવે તેના બરોબર છે, જ્યારે તેમના મહાત્મના પાઠ શુદ્ધ અંતઃકરણુથી સાંભળેથી એટલો બધો લાભ થાય છે તો તેવો વધુ લાભ મુકીને ઓછો લાભ લેવાનું કોણુ કરે? અજ્ઞાતજ કરે. જ્ઞાની અને સમજુતો કદી પણુ નજ કરે; વળી તે દેવની ઉપાસના આપણે આધીન છે કે તે દેવને આધીન છે? આના પ્રત્યુતરમાં તો એમ હું માનું છું કેઃ–ઉપાસના દેવને આધીન નથી પણુ ઉપાસકને આધીન છે એમ સાંભળ્યું છે અને વિચારતાં પણુ મને એમજ જણુાય છે કેઃ–જેની પ્રીતિ મેળવવી તે પ્રીતિ મેળવનારને આધીન છે, અને તે પ્રીતી અગાધ પ્રેમવડે વધે છે; પણુ પ્રેમ વિના ચ્હાય તેવા ઉત્તમ પદાર્થો આપીએ તેથી કાંઇ પ્રીતિ થતી નથી, પણુ જો તેમની પ્રત્યે નિખાલસપણે શુદ્ધ અંતઃકરણુથી થોડું [ સામર્થ પ્રમાણે ] આપીએ તો તે પાણુ ઘણુંમાં ઘણુંજ આપ્યું એમ મનાય છે અને તેથી અમાપ પ્રીતિ વધે છે.

સ્થુળ બુદ્ધિએ પ્રત્યક્ષ પ્રમાણુથી જોતાં જે દેવને

બલિ આપે છે તે તો દેવી દેવતાઓ બીલકુલ દેખાતાંજ નથી, એટલુંજ નહીં પણ જે તેમને બલિમાં આપીએ છીએ તે તે લેતાં હોય એવું પણ જરાએ જણાતુ નથી; પણ તેમના આગળ જેટલું ધરીએ છીએ તેટલુંને તેટલુંજ રહે છે તેમાં કીંચીત માત્ર પણ ફરક પડતો નથી, તો તે દેવ દેવીએ તેમાંથી લીધું તેની શી ખાત્રી ?—વળી દેવ દેવી આગળ જેઓ પશુઓને મુકે છે અને તે પશુઓમાંથી પણ એમના આંગોપાંગમાંથી કીંચીત માત્ર વધઘટ થતી નથી ને તેવુંને તેવુંજ રહે છે તો તેથી પણ કેમ મનાય કે દેવ દેવી ભોગ લેછે ? નાના! દેવ દેવીને તમો ભોગ આપો ને તે લે એતો માનવામાં નથી આવતું તેતો બીલકુલ હત્યારાં છેજ નહીં, પણ પેટભરા આપસ્વાર્થીઓ વ્યશનાલંબી થઇ પોતાના ઉદરની ખાતર મનુષ્યોને આડે માર્ગેજ દોરવનારા છે.

દેવ દેવીઓને આપેલો ખોરાક તેઓ લઇ શકતાં નથી, અગર તેમાં તે કઇ ફેરફાર કરી શકતાં નથી, તેમનામાં તેવું કરવાપણું નથી ત્યારે તેમને નહીં આપવાથી તેઓ કાંઇ નુકશાન તો કરેજ નહીં, એતો પેટ ભરા આમસ્વાર્થી દુષ્ટ મનુષ્યોએ દેવ દેવીઓની નીંદા કરાવી નાહક બીચારાં નિરાપરાધી મુંગાં પ્રાણીઓનો શા માટે વધ કરવો જોઇએ ? નજ મારવાં જોઇએ. એ ગરીબ

મુગાં પ્રાંણીઓને પણ આપણા મનુષ્ય જેટલીજ આશા છે, માટે મનુષ્યોએ પોતાની ઉપમાના દૃષ્ટાંતો જોઇ પ્રાણીઓ પર દયા રાખવી, એજ ઉત્તમ મોક્ષ પદનો આધાર છે.

વળી કહ્યું છે કેઃ—પ્રાણ દાનથી બીજું અધીક શ્રેષ્ટ દાન આજ સુધી થયું નથી, તેમ થશે પણ નહીં; કારણ કે આત્માથી બીજું કાંઇ પણ અધીકાધીક પ્રીય છે નહીં એતો નિશ્ચયજ છે.

અહિંસાનું લક્ષણ–"યોગ સુત્રપર" વ્યાસ ભાષ્ય છે, તેમાં લખે છે કે:—સર્વ પ્રકારે સર્વદા સર્વ પ્રાણીઓનો અદ્રોહ કરવો તેજ અહિંશા ગણાય છે; તથા વળી "યાજ્ઞવલ્કય" સંહિતામાં કહેલ છે કે:—સર્વદા સર્વ પ્રાણીઓને જે મન–વચન–અને શરીર વડે કલેશની ઉત્પતી ન કરવી તેનું નામજ અહિંસા છે. વળી યાજ્ઞવલ્કય સ્મૃતિના આચારાધ્યાયમાં કહેલ છે કે:–"અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિત્રતા, ઇન્દ્રિયનિગ્રહ, પરોપકાર, દયા, દમન, તથા ક્ષમા એ નવ સર્વને ધર્મનાં સાધન છે; આ યાજ્ઞવલ્કયના મતમાં અત્રિસંહિતા, વિષ્ણુ સ્મૃતિ, હારિત સ્મૃતિ, ઐાશનશિ સ્મૃતિ, અંગીરસ સ્મૃતિ, આપસ્તંબ સ્મૃતિ, સંવર્ત સ્મૃતિ, કાત્યાયન સ્મૃતિ, બૃહસ્પતિ સ્મૃતિ, પારાશર સ્મૃતિ,–વ્યાસ સંહિતા, શંખ સં-

હિતા, લીખિત સંહિતા, દક્ષ સંહિતા, ગૌતમ સંહિતા, શાતાતપ સંહિતા, વશિષ્ટ સંહિતા, પુલસ્ત્ય સ્મૃતિ, બુધ સ્મૃતિ, અને કસ્યપ સ્મૃતિ વિગેરે સ્મૃતિયો અને સંહિતાઓ જરા પણ એક બીજાથી વિરૂદ્ધ નથી.

યજુર્વેદ સ્મૃતિમાં કહ્યું છે કે:—“ પરમેશ્વરને આપણે જાણતા નથી કે જે પ્રજાને ઉત્પન્ન કરે છે, તેને ને આપણુને ઘણું અંતર હોતું હવું; માટે તે પરમેશ્વરના રૂપને જાણ્યા વિના અજ્ઞાનમાં વિંટાએલા મનુષ્યો બકવાદ કરે છે, અને કહે છે કે:—“ આવી રીતિએ પશુઓની હિંસા કરવાથી, તથા માંસ ભક્ષણ કરવાથી અનેક જાતનું આલોકનું તથા પરલોકનું સુખ મળે છે એવા ઉદગારો પેટભરા કેટલાક અજ્ઞાનીઓ પેટ ભરવાના સ્વાર્થથી કરે છે તેતો કેવળ કર્મ જડજ છે, કાંઈ પણ ધર્મને જાંણુવાવાળા નથી; મીથ્યા બકવાદ કરે છે, કોની પેઠે કે—જેમ મોટો વંટોળીઓ આવેલો હોય ને તેથી કાંઈ જોઇ શકતો ના હોય ને તેને પુછીએ કે પુર્વ દિશા કેઇ ? ( તેની આંખમાં વંટોળીઆથી ધુળ પડેલી તેથી ) તો તે વંટોળીયાના લીધે અંધાપાથી–પશ્ચીમને પૂર્વ કહે અને દક્ષીણને ઉત્તર કહે તેમજ અજ્ઞાની મૂર્ખ પુરૂષો હીંસા કરવાથકી આલોક પરલોકનું સુખ મળે ! એમ માને છે, પણ નાના તેમ આલોક પરલોકનું સુખ મળતું નથી પણ ઉલટું નીચ યોનિમાં વારંવાર નીચ અવતારોજ લેવા પડે છે.

વળી સ્મૃતિ કહે છે કે:—શાસ્ત્ર નીસિદ્ધ—જે—યજ્ઞમાં પશુવધ ઇત્યાદિ પાપ કર્મોનો કરનાર પુરૂષ જલદીજ નીચ યોનિને પ્રાપ્ત થાય છે; જેવી કે:—કદી શ્વાન યોનીને અને કદી શુકર યોનીને પામે છે, એ આદી લેઇને બીજી પણ અનેકાનેક નીચ યોનિયોને પામે છે. તેમજ "યજુર્વેદ ઇશોપનિષદ્" અથવા "વાજસનેય સહિંતોપનીશદ્" માં કહેલ છે કે:—જે પુરૂષ કેવળ કર્મનેજ કરે છે તે પુરૂષ અદર્શનરૂપ તમને પામે છે, ( પરમાત્માને ) અને પુરૂષ કેવળ ઉપાસનામાં પ્રીતિવાળો છે તે પુરૂષ દારૂણ્ય તમને પામે છે, વળી શ્રુતિ કહે છે કે:—"કારણ અવ્યા કૃત નામ માયાની ઉપાસના કરે છે તે પુરૂષ અદર્શનરૂપ તમને પ્રાપ્ત થાય છે, તથા જે પુરૂષ હિરણ્યગર્ભ રૂપ નામ કાર્યની ઉપાસના કરે છે તે પુરૂષ અધિક ઘોર તમને પામે છે; તથા શિર ઉપનિશદ્ તથા ગર્ભ ઉપનિશદ્, નાદબિંદુ ઉપનીશદ્. બ્રહ્મબિન્દુ ઉપનિશદ્, અમૃતબિંદુ ઉપનિશદ્, વિગેરે બીજી ઉપનિશદોમાં પણ ક્યાંઈ દશરા તથા અષ્ટમી અભેવ પર્વને દીવસે અગર બીજા કોઈ દીવસે પશુવધ કરવો એમ છેજ નહીં. વળી ઇશ, કેન, પ્રશ્ન. મુંડક માંડુકય, તેતીરીય, એતરેય, છાંદોગ્ય એ ઉપનિશદો જે એ ચારે વેદનાં છે તેમાં પણ કોઈ પણ સ્થળે પશુવધનો ઉલ્લેખ છેજ નહીં.

આવી રીતના પશુવધના બદલામાં—દેવ દેવીઓને

તથા આસુર દેવોને બીજી કોઈ હિંસા રહિતની ક્રીયા કરી તે પર્વ આરાધવામાં આવે તો તેથી સર્વ પ્રસન્ન થાય છે, તેવી ક્રીયાઓ કરવાને સારૂ કાળીપુરાણુમાં કહ્યું છે કે:--સાકર, કોળું, શેરડીની કાતલી એ સારસ પક્ષીઓના માંસ બરોબર કહ્યાં છે માટે એઓ તૃપ્તિને વિષે નિરંતર બકરા તુલ્યજ છે; અથવા સુંદર શ્રીફળ તેને લુગડું વીંટાળીને તેની પુંજા કરીને છરીવડે છેદી અર્પણ કરવું તે પણ બકરાના વધ પ્રમાણે છે.

વળી કોઈ–સવાલ કરશે કે:—પશુવધ ના કરતાં–દેવાં દેવતા પાસે પશુ લેઇ જઈ તેના અંગમાંથી નાક, કાંન ઇત્યાદી ખંડીત કરી કાઢી મુકીએ તો શું ખોટું ?

ઉત્તર—એતો વધ કરવા કરતાં પણ બુરામાં બુરૂંજ કૃત્ય થાય કારણ કે તે વિષે તંત્રાતરમાં જણાવ્યું છે કે: હોઠનું નાકનું કે ઇંદ્રીઓનું માંસ અથવા રૂધીર બલિદાનમાં કોઈ પણ વખત આપવું નહીં. પરંતુ તેને દેવ દેવી પાસે ઉભું રાખી છુટું મેલી દેવું તેજ ઉત્તમ છે તે કરતાં તો પશુનું દાનજ ના કરવું એ અધીકાધીક શ્રેષ્ટ છે.

આવા ઘોર અત્યાચારો કરનાર કોણ છે? તો તે આસુરી સંપતીવાળા છે; એમ શ્રી કૃષ્ણ ભગવાન્ કહે છે જુઓ ભગવદ્ગીતા અધ્યાય ૧૬ શ્લોક ૫ મો દેવી સંપત્તી મોક્ષ કારણે–અને આસુરી બંધન કારણે છે, તથા શ્લોક

૬ માં કહેલ છે કે આ લોકમાં દેવની અને અસુરની એવી બે પ્રકારની ભુત શ્રષ્ટી છે, અધ્યાય ૧૭ મો શ્લોક ૮ માં કહે છે કેઃ—સાત્વીક જન દેવને યજે છે, રાજસ તે યક્ષ રાક્ષસને–અને તામસ જન તે ભુત ગણુને યજે છે, અધ્યાય ૧૬ શ્લોક ૧૭ માં કહે છે કેઃ—કોઈ સત્ય પુરૂષે પુજ્ય કરેલા નહીં પણુ પોતેજ પોતાની મેળે પુજ્ય બની બેઠેલા–અ-નમ્ર ધનથી થયેલા માન અને મદ્ વાળા, અહંકાર, બળ, વિગેરે ગર્વથી, કામ અને ક્રોધનો આશ્રય કરીને રહેલા, અર્થાત્ અહંકાર આદિ દુર્ગુણોમાં બુડેલા, સન્માર્ગમાં ચાલનારા પુરૂષપર દોષનો આરોપ કરનારા તથા હું જે બીજાના દેહમાં ચૈતન્યાસવડે રહો છું તેને દ્વેષ કરનારા કે જેઓ ઉપર કહેલા આસુર જીવો દંભથીજ માત્ર નામનાજ યજ્ઞોવડે યજન કરે છે. વળી અધ્યાય ૧૬ શ્લોક ૧૯–૨૦ માં કહ્યું છે કેઃ—મારો દ્વેષ કરનારા ( હીંસા કરનારા ) તથા ક્રૂરને અધમ પુરૂષોને જન્મ મરણુના માર્ગરૂપ સંસારમાં અતી ક્રૂર વ્યાઘ્રાદિયોનિઓમાંજ હું નાંખું છું: અર્થાત્ તેવા પાપીઓને એવાં ફ્ળ આપું છું કેઃ—એ આસુરી યોનિને પાંમેલા મુઢ પુરૂષોનુ હે ! કુંન્તાના પુત્ર, મને પામ્યા વિના અર્થ પ્રાપ્ત (મારી પ્રાપ્તિ તો) હોયજ ક્યાંથી, પણુ મને પામવાના ઉપાય રૂપ સન્માર્ગને પામ્યા વિના તેથી પણુ તેઓ માઠી ગ-

તિને પામે છે અર્થાત્ ક્રમી–કીટ–આદિ યોનિમાં અનંતી વાર જન્મે છે અને લય પામે છે.

વળી ભાગવત ધર્મમાં યજ્ઞને માટે હિંસા નિંદ્ય માનેલી હોવાથી પશુ યજ્ઞને બદલે પ્રથમ દ્રવ્ય યજ્ઞ શરૂ થયો અને આખરે જપ યજ્ઞ કિંવા જ્ઞાનમય યજ્ઞજ સર્વમાં શ્રેષ્ઠ કહ્યો છે. દ્રવ્ય યજ્ઞ કરનાર સત્પુરૂષો યજ્ઞ કરતાં અવશિષ્ઠ રહેલો ભાગ ગ્રહણ કરનારા સર્વ પાપથી મુક્ત થાય છે, અને જે દાંભીક પાપી પુરૂષો ( યજ્ઞ ન કરતાં એટલે દ્રવ્ય યજ્ઞ ) પોતાને માટેજ જે પાપ કરે છે તે પાપનુંજ ભક્ષણ કરે છે.

કાળીપુરાણના શ્લોકમાં કહ્યું છે કે:—સાકર, કોહોળું, શેરડીનો સાંઠો, અડદ ( અડદના લોટનો હરકોઈ બનાવેલો પદાર્થ અગર અડદની દાળને પલાડી તેનાં વડાં વિગેરે ) તથા કંસાર એ બલિ સમાન છે, ચણાના બાકળા તે પણ બળી સમાન છે અને તેથી સદા દેવીઓને બકરાં અને પાડા સમાન તૃપ્તી થાય છે,

સુક્ષ્મ બુદ્ધિથી વિચાર કરતાં અનુમાન એ આવે છે કે યજ્ઞમાં પશુઓ હોમવાથી કોઇને આગળ નઠારૂં પરીણામ આવ્યું છે કે કેમ ? હા. આવેલું છે–જુઓ કે કાશીનો રાજા સુદક્ષીણ તેણે યજ્ઞમાં પશુ હિંસા કરી તેથી

સુદર્શન ચક્રે કાશી બાળીને સુદક્ષીણુ રાજાને હણ્યો. સકુનીનો પુત્ર વૃકાસુર તેણે યજ્ઞમાં માંસ હોમવાથી મરણુ પામ્યો. જરાસંઘે ભૈરવ યજ્ઞ કર્યો, ને તેમાં પશુવધ કર્યો; જેથી મૃત્યુ પામ્યો, કંશે ધનુર્યાગ ભૈરવ યજ્ઞમાં પશુવધ કર્યો તેનું ફળ એ મળ્યું કે તેને શ્રી કૃષ્ણે ભ્રાતાઓ સહીત માર્યો, પ્રાચીન બર્હિરાજાએ યજ્ઞ કર્યો તેમાં જે પશુ હિંસા થયેલ તે પશુઓ તે રાજાને મારવા માટે વાટ જોઈને રહ્યાં હતાં કે રાજા ક્યારે મરે અને હમો હમારૂં વૈર લેઇએ? એવું નારદે તે પ્રાચીન બર્હિરાજાને પ્રત્યક્ષ દેખાડયું હતું, અને પછીથી પોતાની ભુલ કબુલ કરી યજ્ઞ કરવા બંધ કર્યા. અને નારદના ઉપદેશથી બચી ગયા; શહસ્ત્રાર્જુને યજ્ઞ કયો ત્યાર પછી તરતજ જમદ-ગ્ની સાથે વૈર થયું ને તેનો નાશ થયો, એટલુંજ નહીં પણુ તેનાં છાંટા બીજાની સ્ત્રીઓને ઉડયા ને એકવીસ વાર નક્ષત્રી પૃથ્વી થઈ તે એનુજ પરિણામ જણાય છે. તથા પાંડવોએ રાજસુ યજ્ઞ કર્યો ને ત્યાર પછીથીજ તેમની વીપરીત બુદ્ધિ થઈ દુર્યોધનનું હાસ્ય કર્યું, જુગટું રમ્યા, તેથી રાજપાટ ખોઈ બેઠા અને બાર વર્ષ સુધી વનવાસ ભોગવવો પડયો એવી રીતે તેઓ મહા હેરાન થઈ ગયા ને મહાભારત યુદ્ધ થયું. અને યુદ્ધમાં શ્રી કૃષ્ણ ભગવા-વાનની સહાયતા હોવાથી પાંડવો બચી ગયા પણુ એ મ-

હાભારતના યુદ્ધથી બહુજ નુકશાન થયું, મહાભારતના યુદ્ધ પેહેલાં એકજ ધર્મ હતો; પણ માહાભારત યુદ્ધ થયા પછી રાજાઓમાં કુશંપ પેઠો, સાર્વજનીક હીત વિચારવાનું બાજુપર રહ્યું; અને કુસંપ વધતો જતાં માંહો માંહે વઢી મુવા, અને અનેક જાતીના ધર્મો નીકળ્યા તેમાં પણ લડાઇઓ થઈ અને તેનાં મુળ એટલાં બધાં ઉંડાં પેશી ગયાં કે હાલ આપણા ઘરોમાં પણ એકસંપ ક્યાંય જણાતા નથી તો દુનિયામાં હોયજ ક્યાંથી અને મ્લેચ્છોના હસ્તક પડયા ને હેરાનગતી અસહ્ય પ્રકારે ભોગવતા થઈ ગયા છીએ તે સર્વે પ્રતાપ જોતાં દુષ્ટોએ અસંખ્યાત પ્રાણીઓના યજ્ઞોમાં હોમ કર્યા તેનાજ શ્રાપો આપણને સોસવા પડે છે માટે આપણે આ આર્યાવર્તમાં એવા આસુરી રીવાજોવાળા હિંસામય યજ્ઞો આસુરી દૈવી સંપ્રદાયોનો સમુહ જ્યાં સુધી બંધ નહીં કરે ત્યાંસુધી ઐક્યતા કોઇ કાળે થશેજ નહીં.

હાલના કેટલાક ધર્માચાર્યો મીષ્ટ ભોજન ખાઇપી મદમસ્ત થઈ બેઠા છે, ઉપદેશ તરફ લક્ષ નથી, ધર્માલયોમાં શું થાય છે તેની તેઓને ખબરો મળ્યા છતાં નિંદ્રાવશ થઈ–રંડીબાજી વિગેરેના અત્યાચારો કરવા લાગ્યા છે. દેવોનાં દ્રવ્ય ખાવાં–ગુરૂનાં દ્રવ્ય ખાવાં, પરાઈ સ્ત્રીઓનો ઉપભોગ કરવો ને સેવકોનાં ધન હરવાં અંધશ્રદ્ધાળુ ભક્તોને ઠગવા–આવી રીતના ધર્મ ગુરૂઓ થઇ

જવાથી દેશની પાયમાલી થવા આવી, અરે! રે!! આ થોડું માઠું પરિણામ છે. વળી કહ્યું છે કેઃ—બુદ્ધિર્યસ્ય બલંતસ્ય નિર્બુદ્ધેશ્ચકુતોબલં-જેને સારી બુદ્ધિ તેજ બળવાન છે, બુદ્ધિ રહિતના કયાંથી બળવાન થાય, બુદ્ધિ તો કર્માનુસાર છે; જુઓ બુદ્ધિ કર્માનુસાર થઇ અને તેથી એવાં માઠાં પરિણામો આવ્યાં જાય છે, જયારે યજ્ઞકર્મવડે પશુ વધ કરવાથી ખરાબી છે તે જાંણીનેજ કરો ને ખરાબ થાઓ તેમાં શું નવાઈ છે! વળી દૈત્યોનાં રાજ પણ ગયાં, પાયમાલ થઈ ગયા તેનું પરિણામ પણ હીંસાજ છે; માટે "અહીંસા પરમો ધર્મ" એ પરમ પવિત્ર સિદ્ધાંન્તને ગ્રહણ કરી જરા જ્ઞાન દ્રષ્ટિએ જુઓ કે સર્વ ધર્મમાં હીંસાનોજ ત્યાગ છે, અને જે હીંસક યજ્ઞ કરતા હોય ને જે દેવતાને સૂરા માંસનું નૈવેદ્ય અપાતું હોય, અને બકરાં આદિક જીવની હીંસા થતી હોય તે દેવતાનું નૈવેદ્ય કયારે પણ લેવું નહીં, આમ સિદ્ધાંતો છતાં દયા ધર્મને ન વળગો તો પરિણામે જમે ઉધાર તમારાં નામમાં જમે બાજુએ મીંડાંજ દરેક અવતારે આવ્યા કરશે માટે પ્રાણી માત્ર ઉપર દયા રાખવી એજ વેદનું સૂત્ર છે. માટે યજ્ઞોમાં જ્યાં જ્યાં પશુવધની હીંસાઓ થતી તમોને જણાય ત્યાં ત્યાં આત્મભોગ આપીને પણ બંધ કરાવવા પ્રયત્નો કરજો-દેવી-એ-આદ્ય

શક્તિ છે અને તે જગત જનની છે ( જનેતા છે ) તો તમારી જનેતા કે તમો જેના ઉદરમાંથી નિકળ્યા છો તે તમારો કોઈ પણ વખતે વધ કરી કરાવી ભક્ષણ કરે છે ? ના–નહીં, ક્યાંય નહી. માટે હે મારા આર્ય બંધુઓ જગત જનેતાને–જગત ભક્ષણીનું કલંક આપો છો તો તે તમારા પરનો રોશ શી રીતે સહન કરી શકે! તે જરા ધ્યાનમાં રાખી વીચારી જાંણજો તેની સમજણ–હું–તમોનેજ સોંપુંછું.

જો કે સકળ પ્રજા સુખી થવાની ઈચ્છા ધરાવતી હોય તો ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે

"હે પરંતપ ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનમય યજ્ઞ શ્રેષ્ટ છે. કારણ, હે પાર્થ ! સર્વ પ્રકારનાં સર્વ કર્મનું પર્યવસાન જ્ઞાનમાંજ થાય છે."

જ્ઞાન યજ્ઞ આ શબ્દ ગીતામાં આગળ આવી ગયેલ છે, આપણે દ્રવ્યમય યજ્ઞ કરીએ છીએ તે પરમેશ્વરની પ્રાપ્તિ માટે કરીએ છીએ, પણ પરમેશ્વરની પ્રાપ્તિતી તેના સ્વરૂપનું જ્ઞાન થયા વિના થતી નથી, માટે પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી તે જ્ઞાનને યોગ્ય આચરણથી પરમેશ્વરની પ્રાપ્તિ સિદ્ધ કરવી તે માર્ગ કીંવા સાધનને "જ્ઞાન યજ્ઞ" કહે છે. આ યજ્ઞ માનસ છે, બુદ્ધિસાધ્ય

છે, અને તેથી દ્રવ્ય મય યજ્ઞ કરતાં તેની યોગ્યતા વધારે સમજાય છે. જ્ઞાન યજ્ઞનું આ જ્ઞાનજ મોક્ષ શાસ્ત્રમાં મુખ્ય છે અને આ જ્ઞાનથીજ સર્વ કર્મનો ક્ષય થાય છે, અને ગમે તેમ થાય પણ છેવટે પરમેશ્વરનું જ્ઞાન થવુંજ જોઇએ, તે વીના મોક્ષ નથી, એવી રીતનો ગીતાનો કાયમ સીદ્ધાંત છે, માટે સર્વ પાપી મનુષ્યથી, પણ પાપાચરણી હોઈશ તોપણ જ્ઞાનરૂપી નોકાથી તું સર્વ પાપ તરી જઈશ, જેવી રીતે કે પ્રજ્વલીત કરેલો અગ્નિ કાષ્ટને બાળી ભસ્મ કરી નાંખે છે તે પ્રમાણે જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે માટે—પશુ હીંસાઓ અટકાવો અટકાવો !' એમ હું મારા આ આર્ય ભુમીપરના ભાઈઓને બ્હેનોને. અગાધ વિનંતીથી તમારાં ચરણ કમળમાં મસ્તક નમાવી—નમાવીને—જાહેર કરૂં છું કે આવી રીતની થતી હિંસાઓ અટકાવશો.

આત્મા અને પરમાત્મા એકજ છે, એમ ઉપનિષદોમાં આપણને ઋષિ મુનિઓએ પણ શિખવ્યું છે; જેમ જેમ મનુષ્યના આત્માના સંબંધમાં વિચારો વધારે શુદ્ધ થતા જાય છે, તેમ તેમ આપણી સાધનાશક્તિ ખીલતી જાય છે; દરેક પ્રાણીઓપર દયા એ એક ધર્મનુ સ્વરૂપ છે અને વિશ્વની ચાલુ સ્થીતિમાં તેની ખાસ જરૂર છે, અને દયાના અનુમાનથી સમસ્ત વિશ્વ એકજ છે. આ

દુનિયામાં જન્મ ધરીને અહિંસાત્મક કાર્યો અટકાવવાનું કાર્ય કરવું એ મોક્ષ પ્રાપ્તિ કરવાનોજ ટુંકામાં ટુંકો અને સ્હેલોજ રસ્તો છે. સુજ્ઞેષુ–કિં–બહુના.

લી. સોનો સુખેચ્છક.

લેખક.

ડૉકટર હરીલાલ તુલશીદાસ ભાવસાર.



# દયા પ્રચારિણી મહા સભાના હેતુઓ.



આ મહા સભાના ઉદ્દેશો તથા હેતુઓ—

I મનુષ્ય સેવા.

( क ) જે લોકો પોતાની જાતે પગભર હોઈ શકે નહિ તેમની શારીરિક, નૈતિક, માનસિક, આર્થીક, સ્થિતિનો ઉન્નતિ કરવા સારૂ પ્રયત્ન કરવો જેમકે ગરીબ માણસો સારૂ ભરણ પોષણ તથા ઘરની સગવડતા, માંદા માણસો સારૂ દવા તથા માવજત અશક્ત માણસો સારૂ જીંદગી નભાવવાનાં સાધનો વિગેરે.

( ख ) બાળકોના હિતનો સ્વાલ—બાળકોનો ઉછેર તથા રક્ષણ કેમ સારૂ થાય તે સારૂ આરોગ્યના સિદ્ધાંત ઉપર ઘણું કરીને યોજનાઓ સુચવવી અને બાળકોનું મરણ—પ્રમાણ જે અતિશય વધી ગયું છે તેનાં સામાન્ય કારણો શોધી કાઢવાં.

( ग ) વેશ્યાવૃત્તિનાં ઘણા નુકસાનકારક પરિણામો તથા તેનો વધુ પ્રચાર થતો અટકાવવા સારૂ યોગ્ય પગલાં લેવાં.

(घ) ગરીબ લોકોને સહેલાઇથી સાદું જીવન ગાળવામાં હાલની અતિશય મોંઘવારીને લીધે ઉભી થતી મુશ્કેલીઓ ઓછી કરવા સારૂ ચાંપતા ઈલાજો લેવા.

(च) ખેડુત તથા દેવાદાર વર્ગ સારૂ કોઓપેરેટીવ ક્રેડીટ મંડળો સ્થાપી સહકારની હિલચાલનો પાયો નાખવો

(छ) દારૂ, ગાંજો, ચડસ વિગેરે ખરાબ વ્યસનોનો પ્રચાર બને ત્યાં સુધી અટકાવવા સારૂ ઉપાયો યોજવા.

(ज) સામાન્ય રીતે મનુષ્ય હિતના ખાસ કરીને સામાજીક સવાલો હાથ ધરવા.

II પ્રાણીઓની સેવા

(૧) રમત ગમત દ્વારાએ પશુપક્ષી જાત ઉપર ગુજરતો જુલમ અટકાવવા સારૂ " law of the prevntion to crulties to animals" એ કાયદામાં યોગ્ય ફેરફાર કરવા સારૂ સરકારને ભલામણ કરવી.

(૨) ગાયોનો વધ તથા તેમના પ્રત્યે ખરાબ વર્તણુંક અટકાવવા સારૂ ઉપાયો યોજવા.

(૩) ધાર્મિક ક્રિયા વખતે પશુનો ભોગ અપાતો અટકાવી તેને બદલે ધર્મની વિધિ મુજબ હિંસા ન થાય તેવી પ્રથા દાખલ કરવી.

(૫) પશુઓના: રક્ષણ સારૂ પાંજરા પોળો, કેટલ ફાર્મો, કેટલ શેડો, બીડો વિગેરેની યોજના કરવી.

(૫) દયાના કારણ સર પરદેશ જતાં ઢોરને અટકાવવા સારૂ પગલાં લેવાં.

(૬) દુધ આપે તેવાં અને ખેતીવાડીના ઉપયોગમાં આવે તેવાં ઢોરનો વધ થતો અટકાવવો.

[૭] ઘરડાં તથા અશક્ત ઢોર કે જેઓ કામ આપવાને શક્તિવાન હોય તેમનું રક્ષણ કરવું.

(૮) અતિ ભારનો જુલમ તથા પ્રયોગ શાળામાં તેમના ઉપર થતો અત્યાચાર અટકાવવો.

[૯] સાધારણ રીતે પશુ પક્ષીઓને ક્રૂરતાની બેડીમાંથી રક્ષણ કરવા સારૂ પ્રયત્ન કરવો.

अ. તંદુરસ્તી, અર્થશાસ્ત્ર, મિતાહાર તથા દયાભાવના દૃષ્ટિ બિંદુઓથી વનસ્પતિ આહારના ફાયદા સંબંધી લોકોનાં મન કેળવવાં અને તેના પ્રચાર સારૂ ઉપાયો યોજવા.

ब. કોઈપણ ધર્મ, તથા જાતિની લાગણી દુ:ખાય નહિ તેવી રીતે આ સંસ્થાનું કામકાજ સરળતાથી ચલાવવું.

સભાસદો:—

[૧] પેટ્રનો રૂ. ૭૫૧

[૨] ડોનરો રૂ. ૫૫૧

[૩] જીવન પર્યન્ત મેમ્બરો રૂ. ૨૫૧

[૪] સાધારણ સભાસદો:—

(अ) પહેલો વર્ગ રૂ. ૧૨ વાર્ષીક

(ब) બીજો વર્ગ રૂ. ૬ „

(क) ત્રીજો વર્ગ રૂ. ૨ „

(૫) સહાનુભુતિ દર્શાવનારા સભાસદો રૂ. ૫ વાર્ષિક.

(૬) માનનીય સભાસદો.

કમીટીઓ:—

(૧) જનરલ કમીટી—આ કમીટીમાં મહાસભાના બધાજ સભાસદોનો સમાવેશ થશે.

(૨) મેનેજીંગ કમીટી—આ કમીટીમાં મહાસભાના સઘળા પેટ્રનો, જીવન-પર્યન્ત સભાસદો તથા સાધારણ સભાસદોના કેટલાક ટકાથી ચુંટાયલા સભાસદોનો સમાવેશ થશે.

[૩] કારોબારી મંડળ—આ કમીટીમાં સાચા નિસ્વાર્થી અને બાહોશ કાર્યવાહકોનો સમાવેશ થશે.

તા. ક. આ મહા સભામાં સભાસદો થવા ઇચ્છનાર તથા આ મહાસભાને લગતું કામકાજ સંબંધી પત્ર

વ્યવહાર કરવા ઇચ્છનાર ગૃહસ્થોએ નીચલા સરનામે કરવા મહેરબાની કરવી.

ઝવેરી મોહોલાલભાઇ મગનભાઇ

ઠે૦ ડોસીવાડાની પોળ.

મોહનલાલ લલ્લુભાઇ કોઠારી,

બી. એ. એલ. એલ. બી. વકીલ.

ઑનરરી સેક્રેટરી, દયા પ્રચારિણી સભા.

પાનકોર નાકે, ડાક્ટર મનસુરીનો બંગલો.

અમદાવાદ.



# એક વિચારશિળ પ્રશ્ન.

સર્વ પ્રાણીઓની સાથે સુકાબલો કરતાં આ જગતમાં માણુસ જાતનો નંબર સૌથી પહેલો આવે છે, તેનામાં સિદ્ધાઇ જણાય છે, જ્યારે બીજા બધાં પ્રાણીઓ આડાં, વાંકાં વળેલાં અને ચીત્ર વિચીત્ર છે પ્રાણી માત્રની પાણી પીવાની કુદરતી રીત બે પ્રકારે છે, એક હોઠ વડે ચુસીને પીવાની અને બીજી જીભ વડે ચાટીને પીવાની, જીભ વડે ચાટીને પાણી પીવાની રીતવાળાં પ્રાણીઓ કૃષ્ણ લેશા વાળાં પાપી અને માંસાહાર પર નીરવાહ કરનારાં હોય છે. અને ચુસીને પાણી પીનારાં જેવાં કે ગાય, ભેંશ ઘોડો, બકરી, વાંદરૂ, હરણ વિગેરે પશુ હોવા છતાં તેઓ માંસાહારી નથી–કેવળ વનસ્પતિજ આહારી છે, ગાય પશુ હોવા છતાં કુદરતી વનસ્પતિ આહાર માટે સરજાયેલી હોવાથી–વિષ્ટા ખાવાનું પસંદ કરે છે પણ માંસની ઇચ્છા કરતી નથી–તે તેને મળેલું આત્મિક બળ સમજવું. સાહુકાર વર્ગના મહોલ્લામાં રહેનારાં કુતરાં પણ જીભવડે ચાટીને પાણી પીનાર હોવાથી–માંસાહારના માટેજ સરજાયેલાં હોવા છતાં સારા સાહુકારના સંસર્ગમાં રહી, કેવળ વનસ્પતિ ઉપરજ પોતાનું જીવન ફેરવીને, પવિત્ર બનેછે, તે સારા સંસર્ગનું ફ્લ જાણવું. હવે મનુષ્ય જાત હોઠવડે

ચુસીનેજ પાણી પીનાર વર્ગ હોવા છતાં એટલે વનસ્પતિ આહારને માટેજ સરજાયેલ હોવા છતાં જન સમુદાયનો ઘણો ખરો ભાગ–પોતાનું પવિત્ર જીવન બદલી માંસાહારી થયેલા જણાય છે એટલુંજ નહી પણ દેવ દેવીઓના આગળ પશુ વધ કરવામાં ધર્મ સમજી અને સમજાવી પોતાનું પશુ પણુ જાહેર કરી રહ્યા છે તે કુદરત અને શાસ્ત્ર વિરૂદ્ધ છે કે નહી. આ પ્રશ્નના જવાબ તરીકે ઉપયોગી થાય તેવો ઉદ્દેશ આ લઘુ પુસ્તમાં સમાયેલો છે.

માંસના તથા મચ્છીના ખોરાકથી–તે પ્રાણીઓના રોગો, માણસોને લાગુ પડે છે એમ સાબીત થયા છતાં ખોરાકના અર્થે હીંદુસ્થાનમાં લાખો જાનવરો કતાલખાનામાં કપાય છે અને માછલીનો ઉપયોગ ચાલુ જણાય છે. તે કમી કરવા દુનિયાના ઘણા દેશો તે બુરી પ્રથામાંથી મનુષ્ય જાતને બચાવી લેવાના ભગીરથ પ્રત્યન કરી રહ્યા છે; યુરોપ, અમેરીકા વિગેરે દેશોના વિદ્વાન ડાકટરો પોતાનો અભિપ્રાય પ્રસિદ્ધ કરી રહેલા છે અને તેમના પ્રયાસથી "વેજીટેરીઅન" સોસાઈટીઓ ઘણે સ્થળે સ્થપાઈ છે, અનાર્ય દેશોમાં પણ પશુ, પંખીના તેમજ મચ્છીનાં ખોરાકને બંધ કરી પાછલા ૫૦ વર્ષથી કેવળ વનસ્પતિના અહારપર નિર્વાહ કરવાનું પસંદ કરનારાં મંડળો વધવા લાગ્યાં છે, અને તે મંડળોમાં અનેક માણસો

દીનપ્રતિદીન જોડાતા જાય છે આ પ્રમાણે અનાર્ય દેશોમાં પણ માંસ અને મચ્છીનો ખોરાક તજનારાઓની સંખ્યામાં અસાધારણ વધારો થયો છે.

હીંદુસ્થાન જે આર્ય દેશના નામથી ઓળખાય છે જેમાં અનેક આર્યોવસે છે છતાં અનાર્ય દેશની પ્રજાઓના સંસર્ગથીઆજ સેંકડો વર્ષથી માંસાહાર અને મચ્છના ખોરાકના બુરે રસ્તે ચઢી ગયેલાઓની સંખ્યા વધારે નજરે આવે છે. તેમને આ બુરી પ્રથાથી મુક્ત કરી વનસ્પતિ ખોરાકના માર્ગમાં મુકવા એ અત્યંત લાભનું-અને પવિત્ર ધર્મનું કામ છે. તે કામ મુંબઈની "જીવદયા જ્ઞાન પ્રસારક સભા" એ ઉપાડી લીધું છે. આવી સભાઓ સીકારપુર-મુંબાઈ, ડભોઈ, દક્ષિણ હૈદરાબાદ, મદ્રાસ, કરાંચી દીલ્હી, લખનૌ, અજમેર, સુરત, કાનપુર, જામનગર ધુલીયા, લખીમપુર---રોહી, (સીંધ) પટના (મહીસુરનુ) પલ્લાવરમ, (મદ્રાસ) ઠઠા (સીંધ) શીકારપુર, કરનાલ ફીરોજપુર, પુના, લુધીયાના, જાફના, અમરેલી, હાવરા, લાહોર, સાન્ટા ક્રુઝ (મુંબઈ) સોલાપુર કાંજીવરમ, આકોલા, નાસીક, કોલંબો, રાજમહેન્દ્રી કોઈ મતુર બેલારી, વેલોર, એલોર, રંગુન, હોશીયારપુર બલુચીસ્થાન, રાવલપીંડી; કવેટા, ત્રાવનાકોર વિગેરે ૮૨ શહેરમાં આવી મહા સભાઓ સ્થાપેલી છે. તેના પ્રયાસથી અનેક જીવોની કતલ ઓછી

થઇ છે અને સ્થપાતી આવે છે તેના પ્રતાપે દાખલા તરીકે હુવે ૧૯૧૫ થી ૧૯૧૭ સુધીના ઈસ્વી ત્રણ સાલોમાં ૬૧ ગામોનાં કતલ ખાનામાં કુલ ૨૮૯૭૬૭ ચોપગા જાનવરની સંખ્યાનો કતલમાં ઘટાડો થયો હતો, અને રેટોના જેવા સ્થળમાં ઉઘડતા ગંજાવર કતલ ખાનાને સદાને માટે બંધ કરાવ્યું છે.

આ વિગેરે સંપૂર્ણ હકીકત જેને જાણવાની જરૂર હોય તેણે અમને લખવાથી અમો તે બાબતના પુસ્તકો રીપાર્ટો વિગેર પુરા પાડી શું—

તેજ હેતુને બર લાવવા એક સભા અહીં અમદાવાદમાં પણ સ્થાપવામાં આવી છે. તેની કોન્ફરન્સ સને ૧૯૨૦ ની સાલમાં—અપ્રેલ મહીનાની તા. ૪—૫—૭ ના દીવસોમાં પ્રભાસ પાટણના સારદાપીઠની ગાદીના શ્રી ભારતિ ક્રિષ્ણ સ્વામીના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી, તેના હેતુઓ આગળ જણાવવામાં આવ્યા છે. તેમાં યોગ્ય મદદ કરવા કરાવવા સર્વ આર્ય બંધુઓને સવિનય વિનંતી છે.

ઝવેરી મોહોલાલભાઈ મગનભાઇ
મોહનલાલ લલ્લુભાઈ કોઠારી.
ઑનરરી સેક્રેટરી
દયા પ્રચારિણી મહા સભા—અમદાવાદ.